# મનને

સ્મરંતાં સ્મરંતાં થવું એકધ્યાન,
સ્મરંતાં સ્મરંતાં થવું એકમ્યાન;
સ્મરંતાં સ્મરંતાં થવું હળમેળ,
સ્મરંતાં સ્મરંતાં થવું એકમેળ.

જેણે મને હૃદયથી અર્ણૌં ટાંકણું લૈ—
—દીધું નવું જીવતદાન; હજીય જેનાં
સૌ ભાવ વ્હાલ મુજને પથગામી પ્રેરે,
એને સહાય મુજ શિર ઝૂકયાં કરે છે.

## માને...

ઉત્સાહનું હૃદયથી જળ સીંચીં જેણે
આ ઉરપુષ્પ ખીલવ્યું નિજ પ્રેમભાવે,
તેને ધરું ઉમળકે ચરણારવિંદે
તે પુષ્પ, વાસ સહુ; ભેટ સ્વીકારી લેજે.

જ્યારે વિકારવમળે પડી અંધ થાતાં,
મૂંઝાઈ ખૂબ ઉરમાંહીં રૂંધાઈ જાતાં,
મા, પાસ આવી તુજ અંક હું શિર મૂકી–
–પાછો સચેત બનતો; કહીં તું હવે મા?

ભાળીશ ક્યાં શૌળીં હું છાંયડીં માત તારી?
કો ફેરવે હૃદય હાથ સિવાય તારી?
મા! મા! મળી કયમ શકીશ તને હવાં હું?
વાત્સલ્યભાવ તુજ ક્યાં નીરખીશ મા! હું?

મા, તેં મને જીવન ચેતન પ્રાણ પ્રેર્યાં,
મા, અંધકારમહિં હિંમત સાથ દીધાં;
આ સાવ બોથડ અચેતન માનવીમાં —
— તેં આણ્યું ભાન કંઈ ખૂબ ઘડીઘડીને.

મા! પ્રેમ હૂંફ તુજ કેમ ભૂલી શકું હું?
ઉષ્માથી એ જીવન મારું નિભાવતો હું;
મા, ભાવભક્તિ જળસિંચન તેં કરીને —
— કૈં સદ્ગુણો હૃદયમાં પ્રકટાવિયા છે.

ના, ના, ભૂલું જીવતીજાગતી માડી તું છે,
તારી કૃપા મુજ પરે હજી વર્ષતી જો!
મા, તેં નવાજિ મુજને નિજનો બનાવ્યો,
ને પ્રેમમંદિરપ્રવેશ વળી કરાવ્યો.

અસ્તિત્વ ના તુજ શરીર ભલે છતાંયે —
— એ સર્વભાવ તુજ કોમળ, ઉર પ્રીછે;
પ્રીછી નવીન જીવને હૃદ શક્તિ પ્રેરે,
મા! તું કરે ઉર સતેજ નિરાશા—વેળે.

તું—સોબતે હું કૃતકૃત્ય થયો હું માડી,
મા! મૂર્તિ રમ્ય તુજ, પ્રાણમહીં જડાઈ;
થાતાં સ્મૃતિ હૃદય ભાવભીનો થતો હું —
— સાષ્ટાંગ મા, મન કરું પ્રણિપાત ત્યારે.

મા, માગું હું તુજ કૃપા, બળ, પ્રેમ, દેજે;
મા, જાગૃતિ પળપળે મનમાંહીં દેજે;
મા, ધ્યેયમાં સતત લક્ષ મને તું દેજે;
મા! ખંત, હામ, રસ, ચેતન, જોમ, દેજે.

કોટી પ્રણામ તુજને મુજ રાંકના છે,
બીજું કશું મુજ કને નવ અર્પવાને;
આશિષ ઊંડી ઉરની મુજને દઈ ને—
—વર્ષાવી પ્રેમજળ, આ દિલ ઠારજે મા!

# મનને

તને કેટલી વાર હે મૂર્ખ ! કે'વું ?
તને કેટલી વાર શી રીત ટેવું ?
નથી ઊંઘતો તે જીવે છે, તને તે–
—નથી એટલુંયે અરે ! ભાન શાને ?

ચઢાશે ન બે ઘોડલે તુંથી બાપુ,
તને તે વધારે કઈ શીખ આપું ?
અજાણ્યું અને ભોટ જો હોય, સારું;
કરે તે કહ્યું; લક્ષ આપે રૂપાળું.

મને છેતરી છેતરી જાય ઊંધું,
તને કેટલી વાર તે બાપ ! ચીંધું;
હતે બાળ તો આંગળી આપીને મેં–
ચલાવ્યું તને હોત ધીમેથી પ્રેમે.

ઘડીમાં મનાતું, ઘડીમાં રિસાતું,
ઘડીમાં સીધું ને ઘડીમાં ફસાતું;
ઘડીમાં ઊડી વ્યોમ તું જાય ભાગ્યું;
તને તે ખીલે કેવી રીતે હું બાંધું ?

ઉચાળા ભરાવી ઘડીમાં નસાડે,
ઘડીમાં ચઢાવે, ઘડીમાં પછાડે.
ઘડીમાંહીં આકાશગંગે નવાડે,
ઘડીમાં કંઈ કૈં નવાઈ પમાડે.

ઘડીમાં હસાવે, ઘડીમાં નચાવે,
ઘડીમાં હુલાવે, ઘડીમાં ફુલાવે;
ઘડીમાં અહીંથી તહીં તું ફ્રગાવે,
તણાયા, કદી તો પૂૂરા હાલ આવે.

ઝૂંડા વાયરા ખાય તું કૈં કહીંના,
ઘડી ચોંટવું વેર જેને કુચે ના;
કશાથીય તું તો ધરાતું પૂરું ના,
છતાં દોડધામો તહારી ખૂટે ના.

ઊઠી વાટ તારા ગુમાને; તું ફાંકો—
—નકામો ધરી મારતું કાં કૂદાકો ?
તું જાણે તને જાણતું કો નથી શું ?
—જગે શેર માથે સવા શેર બાપુ.

વળી સાર્થોહારો તહારા અનેક,
ભમાવી મને, રાખતા તુજ ટેક;
"ન મારા સમું ક્યાંય કો બીજું ડાહ્યું"
મનાવી મને એમ તું ઠીક ફાવ્યું.

તને ઠેર આણ્યો હું બેસાડું છું જ્યાં,
અને કામની સોંપણી આપું છું જ્યાં,
તું તો હાથ તાળી દઈ ભાગી જાયે,
અહો ! બાપ ! તોબા તને કોટી વારે.

પડયાં છે મને તાહરી સાથ પાનાં,
નિભાવ્યા વિના મેળ છે છૂટકો ના;
કરું કેટલી વાર કંકાસ કલેશ ?
છતાં સુધરે કાં ન તું મીનમેષ ?

કરે કેટલી વાર તું કામ ચીંધ્યું,
બતાવેલ પંથે ઊંડયું જાય સીધું;
તું વિશ્વાસમાં એમ લૈને મને રે—
—પછાડી કરે ખોખરાં હાડકાં સૌ.

વિચારેલ તારું બને છે કશું ના,
ચહ્યું જે વળી તું શકે મેળવી ના;
મ્હારો ગર્વ વ્યર્થ તેં દીઠો તારી
છતાંયે ન છોડે હજી છાલ, હારી.

અરે ! પેટ પાકચે કહીં બાંધું પાટો—
અને આભ તૂટચે લઉં કયાં વિસામો ?
ગળી જાય જો ચીભડાં વાડ, બાપુ !
રહ્યું ઊભવાનું પછી ઠામ કયાં ? શું ?

ફુલાવી ફુલાવી લઉં કામ તોયે
ન વિશ્વાસ શ્રદ્ધા તને બેસતાં જો;
કરે જીદ ભારે ઘડીએ ઘડીએ
ન શાને શીખે તું, પડે છે છતાંયે ?

વિરોધી નહીં એવી સૌ હાજતોને—
—મથું, પૂરી પાડી, હું સંતોષવાને;
તને તૃપ્તિ ના'વે છતાં તેટલાથી
મનાવું પછી તે તને શી રીતેથી ?

વિરોધી નહીં એવી સૌ હાજતોને
—મથું, પૂરી પાડી, હું સંતોષવાને;
તહીં ચોરવૃત્તિ જણાતાં જ તારી,
તને ઓખી, દંડી, લઉં હું સુધારી.

ભણાવ્યા તને પાઠ મેં તો ઘણાયે–
કંઈ પ્રેમ, ઉત્સાહ ને ખંતથીયે;
ચલાવ્યા કર્યું મેં તને ક્યાં સુધીયે–
રહે એવું ને એવું તું કાં છતાંયે ?

જતો પંથ સીધો તને મેં બતાવ્યો ?
વળી આંગળી ચીંધીને જે કપાવ્યો;
પૂરા તે ઉમંગે કરી કૈં વટાવ્યો–
તહાં વેવલો વેશ ક્યાં તેં જણાવ્યો ?

ઝૂડ્યા તું કરે તારું ને તારું નિત્યે,
બીજાનું સુણે કાં ન ? બહુ તું વીંતેયે;
બધો ગર્વ, ગુમાન છોડી દઈને–
કહ્યું માનને ! નમ્ર પૂરું થઈને.

ભોંડી હામ તેં સૂર્યને બાથ દેવા,
ભોંડી હામ તેં વાયુને કેદ લેવા;
શું સમ્રાટ સર્વોપરી સૌ થવાને—
—ભોંડી હામ ? શા ખેલ હાવાં કરે છે ?

તને ભૂલ તારી થતી જ્યાં બતાવું ?
ચઢાવે ઊઁચું નાકનું ટેરવું શું ?
જરી જ્યાં ડૂબે, લાવતું શિર ઊંચે,
ભૂંડા કૈંક જો, સાથ કાં આમ છોડે ?

બધાં સાધનોમાં મને તું જ શ્રેષ્ઠ
ન ચાલે લગારે, ન જો તારો હૂંફ;
કરું કામ મારાં તહારી સહાયે,
તને યાચું હું સંગ રે'વા સદાયે.

તને તે બળ્યું છે કંઈ ભાન કે ના ?
અરે ! આંખ મીંચી કરે શા ઉધામા ?
તું વિવેકનું ભાન કાં રાખતું ના ?
તને ચેતવું કેટલી વાર હાવાં !

કૂદીને કૂદીને કહે શું કર્યું તેં ?
પડ્યું ને વળી લંગડું તું થયું છે;
કરી ઊભી ઉપાધિઓ શિર નાંખે,
કંઈ વેઠ એવી મને તું કરાવે.

અરે પેટમાં પેસી કાં પાળી ખોસે !
થશે બેવફા શું ! રહ્યે તું-ભરોસે ?
ભલે સાથ છોડે, બતાવીશ હુંયે –
– ઝઝૂમી શકું એકલો એકલોયે.

ન તારા સમું ક્યાંય કો ખંખું બીજું !
ઉડાવ્યા કરે છે મને તું હજી શું ?
જુઠા ચાવવાના; બીજા કાં બતાવે ?
ધતૂરા અને ઢોંગ તારાં જવા દે.

તને સેં’જયે પાપ બુદ્ધિ ન જાગો,
તને વાસના કોઈ રીતે ન લાગો,
સદા સૌ તું સંકલ્પ ને કલ્પનાઓ—
—ખરી કાળજી, જાગૃતિ રાખી, ત્યાગો.

તને ધૈર્ય હું કેટલી વાર આપું ?
થતાં જ્યાં નિરાશા, ફરી પંથ સ્થાપું;
છતાં ચૂકવે કાં ન તું મારું કાપું ?
ફજેતી થતાં લાજ ના’વે તને શું ?

ભલીવાર છે કામ કાજે કશો ના,
ઠરી ઠામ બેસી રહેતું ઘૂરું ના;
છતાં રોફ કેવા! અહા! શા દમામો!
જવા દે અરે! ઠાઠ ખાલી નકામો.

સદા સર્વની સાથ રૈ' નમ્ર ભાવે,
સદા સર્વને પ્રેમથી રીઝવી લે;
નકામા નકામા તરંગે ચઢ્યું તો
ગુમાવીશ તું મેળવેલું, રળેલું.

ન કાં ઝંખના છોડતું વિષયોની?
જુએ કાં વળી ને વળી પાછું ધારી?
બળ્યું હોય તોયે ન છોડે ચટાકો,
વળે શું કર્યે આમ ખાલી હડાકો?

મને છોડશે તું; છતાં કેમ છોડું—
—તને; સંગ રાખીશ ભાવે મથાવી;
તને, ચિત્ત એકાગ્ર ને એકમેળ
—તદાકાર રાખી ડુબાવીશ છેક.

મને હાથ ને પાદ આપ્યા પ્રભુએ,
હું જોઈશ, આડું રહે ક્યાં સુધી તું?
"થવું શક્ય ના શું? દિલે ભાવના જો,"
હૃદે ખૂબ વિશ્વાસ એવો વસેલો.

રહે લિપ્ત ના દંભ, વાદે-વિવાદે,
સદા વાદવિવાદથી દૂર રે'જે;
અહંતાથી છે વાદ નાના વિકારી,
ક્રિયાવિણ વાચાળતા છે નકામી.

કદી રાગદ્વેષે ન તું લક્ષ દેજે,
ન ચિંતા બીજી કોઈ તું વ્હોરી લેજે;
અને ભાગ આવેલ જે કર્મ તેને—
—કરીને પૂરું નિત્ય નિશ્ચિંત રે'જે.

મને ચિત્ત ને પ્રાણની વૃત્તિઓથી—
—ભમાવે ઘડીવાર થૈ તર્કવાદી;
જતામાં જતામાં તને રોકી પાડી—
—કરું ઠામ; તોયે રહે શેં અનાડી?

ગતિ તારી, એકાગ્ર શક્તિ બનાવી—
—વળી ભાવના જોશ એમાં ચઢાવી
બધા શત્રુઓ યુદ્ધના ક્ષેત્રમાંથી—
—ભગાડી—ચહે તું ન સંતાપ-મુક્તિ?

પ્રભુના વિના આશ કોની ન ધારો,
ન આધાર એના વિના દિલ ન્યાળો,
ન એના વિના પ્રેમ ક્યાંયે ધરાવો,
ન એના વિના તે કશુંયે વિચારો.

અરે ! વેડફી દેશ ના શક્તિ તારી,
નકામું ન બોલીશ, રે' મૌન ધારી;
વૃથા બોલીને લાભ શો મેળવે છે ?
અને ગાંઠનું ગર્થ શાને ખુએ છે ?

રખે વાદ-ડાચાકૂટે તું ભુલીને—
—ગુમાવી ન બેસે ખરું તત્ત્વ જોજે;
બધી વ્યર્થ શંકા થતી તે તજી દે
હૃદે નામ વિશ્વાસ શ્રદ્ધા થકી લે.

તને દાવ ને પેંતરા યુદ્ધમાંના—
—બતાવું; ન તોયે રહે સાવધાન,
કટીબદ્ધ ક્યારે લડી જીત લેશે?
તને ભાન ક્યારે પૂરેપૂરું થાશે?

ઊગ્યા આથમ્યાનું તને ભાન ના'વ્યું,
હજી ભ્રાંતિમાંયે ભમ્યા તું કરે શું?
મથાવું તને કોટ ઓળંગવાને—
—ભરાવ્યા કરું ફાળ હું વારવારે—

તને એકની એક રે વાત મારે,
હજારો કંઈ વાર કે'વાની આવે;
તને તોય સંકોચ ના આવતો કૈં,
મૂકી લાજ માઝા ખરે છેક શું તેં?

મને દુર્ગુણો કેંક તારા જણાતાં,
અચાન્યું તને બાપ ! એથી ફસાતાં;
લડાવી પટાવી લઉં કામ તોયે,
ન રંગાય તું પ્રેમભાવેથી શાને ?

તને પ્રેમ ક્યાં રાખતાં આવડે છે ?
તને મૈત્રી ક્યાં બાંધતાં આવડે છે ?
તને કેટલી વાર હું ઓળખાવું –
અને ત્યાગથી શોભતાં શિખવાડું ?

અરે ! શીદને વ્યર્થ ચિંતા ધરી તું –
નકામું, થઈ મૂર્ખ, કાજી બને છે ?
બળાપો કર્યેથી વળે શું વધારે ?
બધું છોડી દૈને સદા મસ્ત રે'ને.

તમસ્ના હ્રુદેમાંહીં જે ઉદ્‌ભવેલી –
– તને ઇચ્છતાંયે, સૂવા કેમ દેશે ?
ધકેલી ધકેલી તને કામ લેશે,
કહું તેથી, પંચાત છોડી પથે રે'.

ટીંપેથી ટીંપેથી તળાવે ભરાતું,
ઉદાસીન તારે પછી શું થવાનું ?
ભલેને કપાયો હશે પંથ થોડો !
છતાં વેગ એમાંથી છે જન્મવાનો.

પ્રસાદી પ્રભુપ્રેમની પામવાને –
તને ઝંખના છે હ્રુદેમાં છતાંયે –
– ન દે લક્ષ કાં એકધારું પથે તું ?
મથીફૂટી બાહ્યાંતરે એક રે'વું.

તને દ્યેય રુચ્યું વળી પંથ ખૂંચ્યું,
ડગીને ડગીને ઠરી ઠામ બેઠું;
બળીને બળીને થયું રાખ તોયે
ન આકાર શાને હજી તું તજે છે?

લીધાં શસ્ત્ર અભ્યાસ વૈરાગ્ય, ભાથે–
પછી ભો રહ્યો શો તને કૈં લગારે!
ગળે ના અહંતા હજી સુક્ષ્મ તારી;
છતાં લક્ષ્મી પાસે, રહ્યું શું ભિખારી?

તને નિત્ય વિશ્વાસમાં હું લઉં છું;
ન તારાથીં છાનું જરા કાંઈ રાખું;
પરોવાઈ રે'વા તને શીખવું છું;
અરે! તોય કાં શીંગડે ભેરવે તું?

પ્રભુપ્રેમની વેદીની ઉપરે તું—
—કરે પીઠ કાં કુરબાની કરંતાં ?
ગયો કાળ પાછો ન આવે કદાપિ—
સવેળા સવેળા તું લે કામ સાધી.

વધારે વધારે તને જેમ જાણું
જુદી જાતભાતો હું તારી પિછાનું
તકેદારી રાખી કહું કેટલું હું ?
તને ટોકતાં દિલ સંકોચ પામું.

બહુ દોષ તારા અરે ! મેં બતાવ્યા,
વળી વાંક તારા હજારો ગણાવ્યા,
છતાં હું પિછાનું ગુણો શક્તિ તારી
ઊભો રૈ' શક્યો છું સહાયે જ તારી.

મળે શું તને કૈં બીજું ચિંતવ્યામાં ?
હજી ભ્રાંતિ, અજ્ઞાન કૈં શું હઠચાં ના ?
તને પેખતાં પેખતાં થાય છે શું ?
વિચારી ઊંડું જો; જડે સત્ય પાસું.

મથીને મથીને ફરીને ફરીને
—હૃદે શોધતાં શોધતાં તત્ત્વ લાધે;
પુરુષાર્થ ભારે કરીને કરીને
હૃદે એમ ઉતારજે સ્વર્ગંગંગા.

બળાપો કઢાપો ઘણી વેળ થાયે,
અને ક્રોધવાળું ખરે ત્યાં થવાયે,
સ્વભાવે સદા શાંતિ રાખી રહેવા—
—તને ચેતવું, તેથી કૈં દૂર રે'વા.

તને બોધતાં બોધતાં શીખ લાગે
પ્રવેશી ઊંડું જોઈ જોતાં, પમાશે;
રસે લા'ણુ લેવાની જો ચાહના છે—
—ન જંપીશ બેસીશ ના તું નિરાંતે.

પ્રવાહો વહેતા જુદી કૈં દિશાના—
—નિહાળ્યા કર્યા છે છૂપા રૈ' બધાયે;
તને ઉથલાવ્યા કર્યું છે બહુયે
રહે છે હમેશાં સીધું માંડ તોયે.

શમાવા હું સંતાપ તારા મથાવું,
તને જોઈતી સ્હાય હું તો અપાવું;
નહીં જ્યાં જવાનું જતાં ત્યાં ટકોરું
પ્રભુની કૃપાથી અને પંથ રાખું.

તને કામ તારાની ચિંતા નહીં જો,–
તને તે પરે પ્રેમ ના ઉદ્ભવે જો–
તને વૃત્તિ ને હોંશ કૈં જો ન થાય–
બધો વ્યર્થ તારો પછી પુરુષાર્થ.

કરી વૃત્તિને સંત સાત્ત્વિક થાને,
બધો સ્વાંગ તારો પૂરો ફેરવી દે;
કૃપા જો પ્રભુની, ગિરિ પંગુ ચ્હોંચે,
કૃપાના બળે તે, સદા આશ્રયે રે'.

વિચારો ગમે તે સ્ફુરે તે થવા દે–
ઊંડું સ્પર્શવા ના દઈ, તેમને હું–
અને એમની છાપ સ્હેજે લગારે–
સ્હેવા ન દેવા મથું ને મથાવું.

બતાવ્યા કરું ખેલ તારા તને હું,
તને ટેવ પાડી હું તો કેળવું છું;
તને પ્રેમજ્વાળે તપાવીશ પાકું,
—પૂરા પ્રેમમાં લુપ્ત ત્યારે થશે તું.

અરે! દુર્ગુણો કાં જુએ તું બીજાના?
અરે મૂળગી દૃષ્ટિ કાં ફેરવે ના?
નિહાળ્યા કરી તારું જોતું રહેજે
સદા તુજ કામે તું એકાગ્ર રે'ને.

ગળી નાંખવા હું તને તો મથું છું,
મિટાવી જ દેવા વળી હું ચહું છું;
રસે ના રસાતું; રસાશે તું શાથી?
ઘણી વેળ હું તો મૂંઝાઉં છું એથી.

"પ્રભુના પદે ચિત્ત ચોંટયું" બતાવે
તું દેખાવ એવો કરીને જણાવે,
ત્યહીં જ્યાં હું પોલાણ તારું પિછાનું—
તને કાન ખેંચી વળી ઠામ આણું.

ભુલાવું તને કેટલું કેટલું હું ?
ખજાનો ન તારો થતો ખાલી કે શું ?
રૂડી વાત તારી ગમી છે, હવાં કે—
જમા ને ઉધારે પ્રભુપાદ અર્પે.

ગમે ત્યાં જવું હોય ત્યાં તું ભલે જા,
રહી દોરી તારી છતાં હાથ મારે,
તને ખેંચી તેથી હું આણીશ ઠામ,
રહેવાનું તારું પછી કૈં શું માન ?"

તને સંશયો થાય નિર્મૂળ તેને
કરીને અગાડી જજે તું સદાયે;
સદા મસ્ત રૈ'ને તું તારા વિચારે—
પ્રફુલ્લિત રે'જે તું આઠે પહોરે.

થયાં જે કરે અંતરે યુદ્ધ તારે,
જણાવા ન દેજે કદી કોઈ વારે;
બીજાં નિત્યનાં કામની ઉપરે કે—
રખે છાપ, એની પડે બાપ! જોજે.

નડે બંધનો જેમ તે પ્રેરણા દે—
વધારે વળી જોશ ને વેગ ભારે;
હૃદે ચેતના પ્રાણઉત્તેજના દે;
ઉમંગે કરી તે વધાવી સદા લે.

સદા ઉદ્યમી રૈ' અને ખંતીલું થૈ –
– ઊંડાં ઉર, વિશ્વાસશ્રદ્ધા, ધરીને –
– જજે પંથ કાપ્યે પ્રભુને સ્મરીને –
જણાવ્યા કરી તારી મુશ્કેલીઓને.

બીજાના વિચારે રખે દોરવાતું,
વિચારે તું તારા ભલે ખાય ગોથું;
બીજાનું કદી યોગ્ય, તો તે ગ્રહેવું;
ન રાખી તુમાખી પદે લીન રે'વું.

શિરે ગર્જતું નાચતું મૃત્યુ ઊભું,
ત્યહાં મુખ વિકાસી ઊભું રહ્યું શું ?
અરે ! ઊઠ ભાથું લઈ લે તું બાંધી –
સદાકાળ તૈયારી તું રાખ તારી.

"ઘૂમે કાળ માથે" વિચાર્યા કરી તે-
-વધારે ન તું વેગ કાં પુરુષાર્થે ?
પ્રતિદિન આતુરતા, ભૂખ તારી-
-વધાર્યા કરી, પામ આનંદ ભારી.

કૃપા તો પ્રભુની સદા વર્ષતી, જો !
પૂરી ઝીલવા તારી તાકાત ક્યાં છે ?
થશે જેમ આધાર જ્યાં શુદ્ધ તારાં-
-વધે જોશ, ઉત્તેજના, પ્રેરણાઓ.

લહ્યાં તું કરી વૃત્તિનાં સર્વ રૂપ,
અનુકૂળ થાવા તને, ઝોક દેજે;
મથાવે ભલે તોય પૂંઠે પડીને
તદાકાર એને કરો, પદ્મપાદ.

શું પ્રાબલ્ય વૃત્તિતણું વર્ણવું તે ?
પ્રકારે અનેકે વહ્યાં જે કરે છે;
સદા જાગૃતિ રાખીને ચોકી રાખી
જમાવ્યા કરોને રસે ત્યાં સદાયે.

ગમે ત્યાંથી નિર્દોષ આનંદ લેજે
પૂરાં શાંતિ ને પ્રેમભાવેથી રે'જે;
દયા, શાંતિ, વૈરાગ્ય, ત્યાગ, ક્ષમાથી —
તું ટેવાઈ રે' એમને નિત્ય સાધી.

તને ત્યાગ વૈરાગ્યની ભાવનાનો
પૂરો રંગ જામે નહીં જ્યાં સુધી કૈં;
નહીં આવશે જ્ઞાન ત્યાં સુધી — માટે
લગાડ્યા કરો પાસ એનો સદાયે.

અરે ! હુંપણું છોડી કાં તું ન દે છે ?
અને વ્યર્થ ચિંતા શિરે વ્હોરતું રે;
સદા ફૂલની જેમ તું હૈયું રાખી
ધરાવ્યાં કરો પ્રેમથી પદ્મપાદે.

જહાં યોગ્ય જે જે તહાં તેવું લે'વું,
વળી તે પ્રમાણે કરી કર્મ રે'વું;
તને ટેવ તે પાડવાને મથાવું
છતાં સાન ના'વે તને તે કરું શું ?

વિવેકે સદા સ્વ-સ્વરૂપે રહીને-
ઊંડા અંતરે લીન તું નિત્ય રે'જે;
પ્રભુના પદે પ્રેમભાવે પરોવી-
સદા હેળવી રાખીને જાત ખોવી.

"પ્રભુની દયાનો અરે! પાર ક્યાં છે?"
વિચારી હૃદે ધાર તું નમ્રતાને;
થશે જેમ તું નમ્ર, પામીશ લ્હાણું;
પૂરું તેથી તું શૂન્યતામાં પ્રવેશ.

રખે દોરવાઈ જતું લાગણીથી—
સદા ચિત્ત પ્રોવું વિવેકે નિહાળી;
વળી સર્વ બાજુથી તોળી વિચારી—
તુલા રાખજે સ્થિર તું આપ! તારી.

સદા અન્યભાવે બધી વસ્તુઓને
—તને ટેવું જોવા વળીને વળીને;
હૃદે એકની એક ધૂને સદાયે
પરોવાઈ રે'ને; કંઈ તો જ ફાવે.

તને જો 'અરે' ના જરીકે હૃદે છે,
ભગાશે ન શોક્યો તું થી પાપડયે;
અરે! મંદ કાં તું પડ્યું બાપ! દીસે?
કટીબદ્ધ થાને! જવું છે અગાડી.

રહેતાં પૂરું આવડે શાંતિમાં જો,
નવું સર્જશે, કામ તારાં સધાશે;
તને તારું જોવાની તો ટેવ પાડી–
રહે સાક્ષી ભાવે સદા એમ જેથી.

તને વૃત્તિનું મૂળ મેં શોધવાને
–બતાવ્યા કર્યું છે ઊંડું વારવારે;
અને વેગ એનો પ્રભુપાદપદ્મે–
–શમાવા, કરું છું તને ગોદ નિત્યે.

વિચાર્યે ઊંડું કે જણાયે તને જે—
વિવેકે—સરાણે—ચઢાવી જ લેજે;
પછી યોગ્ય લાગ્યે, કરી તે, પ્રભુને—
સમર્પી, નિરાસક્ત તું એમ રે'ને.

બધી શક્તિ તારી મહીં દે પરોવી—
—નિહાળ્યા કરી જો થતાં કામ જેથી;
કર્યાં તે કરો સૌ પ્રભુ પ્રેમ અર્થે,
કરાવે, પ્રભુની કૃપા, એમ માનો.

હૃદે આદરે પ્રેમથી નામ લેવું,
પ્રભુના રસેથી રસી ચિત્ત લેવું;
બધી વિકૃતિને પૂરી બાળી નાખી
મથીને મથીને વિશુદ્ધિ વધારો.

પ્રતાપેથી શું નામના તું અજાણ્યું ?
કહેવાનું બાકી રહ્યું કૈં તને શું ?
રટ્યા તેં કર્યું તે ગયું કાં નકામું ?
તને ભાન પૂરું હજી કાં ન આવ્યું ?

ગણાવું તને નામના શા પ્રતાપ ?
બતાવું શું એની હું શક્તિનું માપ ?
જણાયું તને કૈંક ચંચુપ્રવેશે –
–ઘડો લૈ થકી તે, વધ્યું જા સદાયે.

સગાં સ્નેહીઓ સર્વ સંબંધીઓને
જણાવ્યે થતું દુઃખ ઓછું જણાયે;
બધાં સુખદુઃખાદિ વ્યાધિ ઉપાધિ–
પ્રભુને જણાવો,—થશે દૂર આંધી.

પ્રભુપ્રેમના સ્વાદમાં લુબ્ધ રે'વા –
તદ્દાકાર વૃત્તિથી ત્યાં મસ્ત થાવા,–
અને એમ અસ્તિત્વ તારું મિટાવા –
પ્રભુના પદે નિત્ય તું લીન રે'ને.

મુખે રામ તો પોપટે નિત્ય ભાખે,
પછી ફેર અંનેમહીં શો વધારે ?
સ્ફુરે ચેતના, પ્રેરણા સ્ફૂર્તિ ના જો
બધું વ્યર્થ તો નામ લેવાનું જાણો.

હૃદે રામ ત્યાં કોઈ બાંધી શકે શું ?
પ્રભુભક્તને વિઘ્ન હોયે છતાં શું ?
સદા રંગમાં મસ્ત રે'વાનું મૂકી ?
– બીજે ધ્યાન એનું જશે ના કદાપિ.

હરિનામને ચિત્તમાં તું મઢી લે—
હૃદે શ્રેય ને પ્રેય બે સાધી લેને;
હમેશાં પ્રભુઆશ્રયે લીન રૈ'ને
સ્મર્યા વિણ તું ના ઘડી એક ખોજે.

પ્રભુચિંત્વને સર્વ શક્તિ ખપાવો,
પ્રભુચિંત્વને સર્વ દ્વંદ્વો સમાવો;
પ્રભુચિંત્વને ચિત્ત ને પ્રાણ સાંધો,
પ્રભુચિંત્વને નિત્યનાં કામ સાધો.

સ્મરંતાં સ્મરંતાં થવું એકધ્યાન,
સ્મરંતાં સ્મરંતાં થવું એકપ્યાન;
સ્મરંતાં સ્મરંતાં થવું હેળમેળ
સ્મરંતાં સ્મરંતાં થવું એકમેળ.

થતાં કામ તારાં ભલે રે' સદાયે—
રહે લગન તું અંતરે ચરણમાંહે;
રખે તૂટતી અંજલિ એકધારી—
સદા રાખજે ઉર ચિંતા તું એની.

છૂટે નામના જાપની પ્રેમમાળા—
વહાવો પદે તે સદા ગંગધારા;
શમાવી પૂરાં બુદ્ધિ ને ચિત્ત ભાવ
તહીં હોમજો પ્રાણની વૃત્તિ સર્વ.

પ્રભુના પદે ચિત્ત ચોંટાડવામાં—
મઝા કૈં પડે ત્યાં; પ્રમાણે ન તું કાં ?
સદા ચિંત્વને એકધારું વહીને:—
પૂરું તું ભળી જા પ્રભુપદ્મપાદે.

થવાનું રહ્યું યંત્ર તારે પ્રભુનું,
કશું કાંઈયે કામ તારે ન બીજું,
થતાં તે સુધીમાં બીજું ના વિચારો
કર્યાં તે કરો વિઘ્ન આવ્યે હજારો.

પ્રભુપ્રેમની ધૂનમાં મસ્ત રૈ'ને —
સદા કામ તારાં ઉઠેલી જ લેવાં;
પ્રભુના પદે ચિત્ત મધ્યસ્થ રાખી
ઊંડા પ્રાણ પ્રેરી, પીજે પ્રેમપ્યાલી.

પ્રભુચિંતવને સર્વ શક્તિ ખપાવો;
પ્રભુચિંતવને સર્વ દ્વંદ્વો સમાવો;
પ્રભુચિંતવને ચિત્ત ને પ્રાણ સાંધો;
પ્રભુચિંતવને નિત્યનાં કામ સાધો.